એમનાં
જીવન અને કવનનાં
દસ ચિત્રો

# મીરાંબાઈ

ચિત્રકાર: કનુ દેસાઈ



कनु

# મીરાંબાઈ

એમનાં જીવન અને કવનનાં
૧૦
ચિત્રો

શ્રી કેશવરામ કા. શાસ્ત્રીએ
લખેલા આમુખ સાથે

ચિત્રકાર · · કનુ દેસાઈ

બીજી આવૃત્તિ
૧૯૪૪

કીમત અઢી રૂપિયા

આ સંપુટમાં પ્રકટ થએલાં બધાં મૂળ ચિત્રોનો સમૂહ ખ્યાતનામા દેવકરણ નાનજીના પેઢીવાળા શ્રીમાન પ્રાણલાલ દેવકરણ નાનજીએ પોતાના અંગત કલાસંગ્રહ માટે રાખી લીધો છે, એ માટે હું આભારી છું.

—કનુ દેસાઈ

Printed by B. Rawat at Kumar Printery, 1454 Raipur Ahmedabad. Published by Kanu Desai at Kumar Karyalaya, Raipur Ahmedabad

# મીરાં હરિની લાડણી

પશ્ચિમ રાજસ્થાનના ઇતિહાસમાં ભગવદ્-ભક્તિની ઝગઝગતી જ્યોત સમી મીરાંબાઈ સને ૧૫૦૦–૧૫૫૦ વચ્ચે પોતાની પુનિત વાણીની કિરણાવલિથી રાજસ્થાન અને ગૂજરાતને દીપાવી ગઈ. 'મહિયર મારું મેડતું રે, ને સાસરિયું ચિત્તોડ' એમ એ સ્વયં ગાઈ ગઈ છે. મેડતાના સુપ્રસિદ્ધ રાવ દૂદાના દ્વિતીય કુમાર રત્નસિંહની એ કુંવરી. વીરમજીના કુમાર વીર જયમલ રાઠોડની એ કાકાની દીકરી. બંને ભગવાનનાં લાડીલાં પરમ ભક્તો. સાત સાત પેઢી થયાં ચિત્તોડના સિસોદિયા રાણાઓ અને મેડતાના રાઠોડ રાવના લોહીના સંબંધ ચાલુ હતા. રાવ ચૂંડાની કુંવરી હંસાકુમારી મેવાડના રાણા લાખાને પરણાવી હતી; તો મીરાં રાણા સાંગાના કુમાર ભોજરાજજીને પરણાવી હતી.

મીરાંની માતા મીરાંના બચપણમાં જ ગુજરી ગયાં હતાં. એને ઉછેરી હતી દાદા ભક્ત રાવ દૂદાજીએ. દાદાનું ભક્તિમય જીવન મીરાં અને જયમલનું સાચું માર્ગદર્શક હતું. રાધાવલ્લભીય સંપ્રદાયના આચાર્ય હિતહરિવંશનો જયમલ્લ શિષ્ય થાય. એ સંપ્રદાયમાં એક ઉચ્ચ કોટિના ભક્ત તરીકે જયમલ્લનું સ્થાન છે અને એનાં સંખ્યાબંધ રસમય પદો–કીર્તનો એ સંપ્રદાયમાં વ્યાપક છે. મીરાંનો તો માર્ગ ય નિરાળો હતો. એ કોઈ સંપ્રદાયની ધૂંસરીમાં બંધાઈ ન હતી. એ તો હતી—

'મીરાં હરિની લાડણી રહેતી સંત હજૂર.'

પણ આખરે તો अर्थो हि कन्या परकीयमेव એ કાલિદાસની વ્યાપક લોકોક્તિએ મીરાંનું વાગ્દાન સુપ્રસિદ્ધ સાંગા રાણાના કુમાર ભોજરાજને થયું. મીરાં પરણીને વીર ભૂમિ ચિત્તોડમાં સિધાવી: સને ૧૫૧૭.

રાણાને મીરાંની ભગવદ્‌ભક્તિ અને અનન્યતા તથા સાધુસંતોના સત્સંગમાં રહેવાની અત્યાસક્તિ ન રુચિ. એણે ધમપછાડ શરૂ કરી. અનેક ઉપાયો કર્યા. મીરાંનો તો એક જ જવાબ હતો:

'રાણાજી, મ્હેં તો ગોવિંદકા ગુણ ગાસ્યાં;
ચરણામ્રિત કો નેમ હમારે, નિત ઉઠી દરસણ જાસ્યાં.
હરિમંદિરમેં નિરત કરાસ્યાં, ઘૂઘરિયા ઘમકાસ્યાં;
રામ નામ કો ઝાઝ ચલાસ્યાં, ભવસાગર તર જાસ્યાં.
યહ સંસાર બાડકી કાંટા, જ્યા સંગત નહિ જાસ્યાં.
મીરાં કહે પ્રભુ ગિરધર નાગર નિરખ પરખ ગુણ ગાસ્યાં.'

મીરાં પ્રભુમાં વધુ અને વધુ તન્મય બનતી જાય છે. એ તો ગિરધર નાગરને વરી છે, એના સૌભાગ્યના શણગાર ધર્યા છે અને

'પલપલ તેરા રૂપ નિહારૂં નિરખ નિરખ સુખ પાતી,
મીરાં કે પ્રભુ ગિરધર નાગર હરિચરણાં ચત રાચી.'

એમ ગિરધર નાગરના વિરહમાં એ ઝૂરે છે. દીનાનાથના તલસાટમાં એની રાત્રિઓ ઉજાગરાઓમાં જાય છે:

‘નીંદલડી નહિ આવે સારી રાત, કિસ વિધ હોઇ પરભાત.
ચમક ઉઠી સુપને સુધિ ભૂલી, ચંદ્રકલા ન સુહાત,
તલફ તલફ જિવ જાય હમારો, કબરે મિલે દીનાનાથ....’

અને ઉત્તરોત્તર આ જ તલસાટ મીરાંને ગિરિધર ગોપાલમાં અનન્યતાની પરા કોટિએ લઈ જાય છે.

પણ એ પાંચ વર્ષમાં જ મીરાંનો લૌકિક પતિ આ લોક ત્યજી પરલોકને પંથે સિધાવ્યો અને મીરાંને એના અલૌકિક સૌભાગ્યને માટે છૂટી કરી ગયો. તે પછી સને ૧૫૨૮માં રાણો સાંગો અને મીરાંનો પિતા તેમજ કાકો પણ વીરગતિને પામ્યા. મીરાંનો દિયર રત્નસિંહ ચિત્તોડની ગાદીએ આવ્યો, તે પણ ચાર જ વર્ષમાં વીરગતિને પામ્યો અને ચિત્તોડના ઇતિહાસને ભક્તદ્વેષથી કલંકિત કરનાર રાણો વિક્રમાદિત્ય ગાદીએ આવ્યો.

એણે તો મીરાંને પજવવામાં ખામી જ ન રાખી. મીરાંને વારવાને એણે અનેક પ્રયત્નો કર્યા, પણ મીરાંનો તો એક જ નિશ્ચય હતોઃ

‘મેરે તો ગિરધર ગોપાલ દૂસરો ન કોઈ,
જા કે સિર મોર મુકુટ મેરો પતિ સોઈ.’

મીરાંના નિત્યકર્મમાં હવે ભગવત્સેવા અને કીર્તન સિવાય અન્ય કાંઈ જ નથી. એના આઠે પહોર અનન્યતાની મસ્તીમાં જ વીતે છેઃ

‘મૈં તો છકી તુમરે છબિ ઉપર,
જો ન છકે તેરે નામની હૈ.’

મીરાં ગિરધર ગોપાલની છબી ઉપર છકી ઊઠી છે. એનાં અંગેઅંગે એ નંદનંદન ગિરધર ગોપાલ ઝણહણી ઊઠે છે. એનો લેશ પણ વિરહ એને ઘેલી બનાવી મૂકે છે. એ આરજૂભરી બોલી ઊઠે છેઃ

‘બસો મોરે નૈનનમેં નંદલાલ.
મોહની મૂરતિ સાંવરી સૂરત નૈના બને બિસાળ,
અધર સુધારસ મુરલી રાજતિ, ઉર બૈજન્તી માલ.’

રાજગઢીમાં મીરાં પોતાના એક ખૂણે આવેલા રાજમંદિરમાં ભગવદ્ભક્તિમાં મસ્તાન બની મહાલી રહી છે. સંતોનાં ટોળેટોળાં ઊભરાય છે, એ બધાંને તે ભગવન્નામ સંભળાવી રહી છે. આ ધાડાં રાણા વિક્રમાદિત્યને ઝેર જેવાં થઈ પડે છે. મીરાંને તેમાંથી વારવાને તે અનેક ઉપાયો યોજે છે. પણ મીરાંને તો—

ગોવિંદો પ્રાણ અમારો રે, મુને જગ લાગ્યો ખારો રે.
મુને મારો રામજી ભાવે, બીજો મારી નજરે નાવે રે.
મીરાંબાઈના મહેલમાં રે હરિસંતનનો વાસ;
કપટીથી હરિ દૂર વસે, મારાં સંતનકેરી પાસ.’

એટલે સત્સમાગમનો એ ત્યાગ કરતી નથી; અને ઊલટું એના સાંવરાના રંગમાં મસ્ત બનતી જાય છેઃ

‘મૈં તો સાંવરે રંગ રાચી.
‘સાજિ સિંગાર બાંધ પગ ઘુંઘરૂ લોકલાજ તજિ નાચી;
ગઈ કુમતિ લઇ સાધુ સંગતિ ભગત રૂપ ભઇ સાંચી.
ગામ ગામ હરિ કે ગુન નિસદિન, કાલ વ્યાલ સોં બાંચી;
ઉણ બિન સબ જગ ખારો લાગત, ઔર બાત સબ કાચી.’

દિન પર દિન આમ લોકલાજ ખોઇને મીરાં મસ્ત બનતી જાય છે એ જોઈને આખરે

‘વિષનો પ્યાલો રાણે મોકલ્યો રે, દેજો મીરાંને હાથ.
અમૃત જાણી મીરાં પી ગયાં, જેને સ્હાય શ્રી વિશ્વનો નાથ.’

પણ હવે મીરાંનું દિલ ચિત્તોડમાંથી ઊઠી ગયું. રાણાની પજવણી એને વિકટ થઇ પડી. એણે ચિત્તોડના પાણીનો ત્યાગ જ ઇષ્ટ માન્યો ને સાંઢવાળાને કહેણ મોકલાવ્યું:

'સાંઢવાળા સાંઢ શણગારજે રે, જાવું સો સો રે કોશ,
રાણાજીના દેશમાં રે મારે, જળ પીધાનો દોષ.'

અને એ ચાલી નીકળી—

'ડાબો મેલ્યો મેવાડ રે, મીરાં ગઇ પશ્ચિમ માંય;
સરવ છોડી મીરાં નીસર્યાં, જેનું માયામાં મનડું ન કાંય.'

અને એમ પશ્ચિમમાં સૌરાષ્ટ્રની દિવ્ય ભૂમિ તરફ એણે મીટ માંડી:

'કરુણા સુણિ શ્યામ મોરી,
મૈં તો હોઈ રહી ચેરી તોરી.
દરસણ કારણ ભઈ બાવરી, બિરહ બિથા તન ઘેરી,
તેરે કારણ જોગણ હૂઇ, દેતી નગર બિચ ફેરી.'

દ્વારકાના રણછોડરાયે એનું મન હરી લીધું હતું જ. એ જ એનો આખરનો વિસામો હતો:

'મેરો મન હર લીનો રાજા રણછોડ.
રાજા રણછોડ, પ્યારા રંગીલા રણછોડ.
કેશવ માધવ શ્રી પુરુષોત્તમ, કુબેર કલ્યાણકી જોડ.
શંખ ચક્ર ગદા પદ્મ બિરાજે, કુંડળકી છબ ઓર.
આસપાસ રત્નાગર સાગર ગોમતીજી કરે કલોલ.
ધજા પતાકા બહુ ત્યાં ફરકે, ઝાલર કરત ઝકઝોળ.'

એની પ્રભુવિરહની જ્વાળા ઉદ્દીપ્ત બની ચૂકી હતી:

'શ્યામ મિલણ કે કાજ સખી, મેરે
આરતિ ઉર જાગી રી.
તલફત તલફત કલ ન પરત હૈ, બિરહ બાણ ઉર લાગી રી.
મીરાં વ્યાકુળ અતિ ઉકળાણી, પિયા કી ઉમંગ અતિ લાગી રી.'

આખર સુધી મીરાં દ્વારકાનાથનાં ચરણમાં જ રહી અને વિરામ પામી.

કેશવરામ કા. શાસ્ત્રી

## ચિત્રાનુક્રમ

मीरां के प्रभु गिरधर नागर
Dedication

पल पल तेरा रूप निहारूँ निरख निरख सुख पाती।
मीरां के प्रभु गिरधर नागर, हरि चरणाँ चित राची॥

2

भक्तिमुग्ध मीरां
Ranee Mira

नींदलडी नहि आवे सारी रात, किस बिध होइ परभात,
चमक उठी सुपने सुधि भूली, चन्द्रकला न सुहात.
भइ हूँ दिवानी तन सुध भूली, कोइ न जानी म्हारी बात.
मीरा कहै बीति सोइ जाने, मरण जीवन उन हाथ.

2

'मेरे तो गिरधर गोपाल'
Girdhar Gopal

मेरे तो गिरधर गोपाल, दूसरो न कोई।
जा के सिर मोर मुकट मेरो पति सोई॥
भगति देखि राजि हुई, जगत देखी रोई।
दासी मीरां लाल गिरधर, तारो अब मोही॥

आरती
Devotion

मैं तो छकी तुमरे छबि उपर।
जो न छके तेरे नामनी है॥

विषपान
The Poison-Cup

विषनो प्यालो राणे मोकल्यो देजो राणी मीरांने हाथ।
अमृत जाणी मीरां पी गयां, जेने सहाय श्री वैकुंठनाथ ॥

बसो मोरे नैनन में नँदलाल

Lure of the Lute

बसो मोरे नैनन में नँदलाल

मोहनी मूरति साँवरी सूरत, नैना बने बिसाल।

अधर सुधारस मुरली राजति उर बैजन्ती माल ॥

छुद्र घंटिका कटि तट सोभित, नूपुर सबद रसाल।

मीरां प्रभु संतन सुखदाई, भगत बछल गोपाल ॥

मीरांनुं नृत्य
Mira Dancing

मैं तो साँवरे रँग राँची।
साजि सिंगार बाँध पग घुँघरू, लोक-लाज तजि नाची॥
गई कुमति लई साधु-संगति, भगत रूप भई साँची।
मीरां श्री गिरधरन लाल सूँ भगति रसीली जाँची॥

मेवाडत्याग
Leaving Mewar

सांढवाळा सांढ शणगारजे रे, जावुं सो सो रे कोस।
राणाजीना देशमां रे मारे, जळ रे पीधानो दोष॥
डाबो मेल्यो मेवाड रे, मीरां गई पश्चिम मांय।
सरव छोडी मीरां नीसर्यां, जेनुं मायामां मनडुं न कांय॥

दरशनप्यासी
In Quest

करणा सुणि स्याम मोरी।
मैं तो होइ रही चेरी तेरी॥
दरसण कारण भई बावरी, बिरह बिथा तन घेरी।
अजहूँ न मिल्या राम अविनासी, बन बन बीच फिरूँगी॥
रोऊँ नित टेरी टेरी॥

90

प्रेमदीवानी मीरां
Mira in Ecstacy

राम मिलण के काज सखी, मेरे।
आरति उर जागी री॥
तलफत तलफत कल न परत है, बिरह बाण उर लागी री।
निस दिन पंथ निहारूँ पीव को, पलक न पल भरि लागी री॥

From the
Pen Pencil and Brush
of
KANU DESAI

कनु

SILHOUETTES
Part I & II
WATER COLOURS
Part I & II
NRITYA REKHA
RANGA LAHARI
LAGNOTSAVA
MANGALASHTAKA
FESTIVAL OF LIFE
FOLK-RITUALS
MAHATMA GANDHI
INDIA'S PILGRIMAGE
MIRABAI
RUPREKHA

In Preparation

GITA-GOVINDA
PRANAYA MADHURI
RAMAYANA
SEASONS

卐

To be had from
Kumar Karyalaya Ahmedabad
D. B. Taraporevala Sons & Co. Bombay

રૂ. ૨-૮-૦

KANU DESAI
PUBLICATION